**उष्णत्वैक स्वभावोप्यति शिशिरवचःपुञ्जपीयूष वृष्टि**
**रार्त्तेष्वत्युग्र मोहासुरनृषुयुगपत्तापमप्यत्र कुर्वन् ।**
**स्वस्मिन्कृष्णास्यतां त्वं प्रकटयसि च नो भूतदेवत्वम्**
**तद्यस्मानन्ददं श्री व्रजजननिचये नाशकं चासुराग्नेः५**

**ભાવાર્થઃ**—જો કે આપશ્રીનો 'ઉષ્ણત્વ' એજ એક (અસાધારણ) સ્વભાવ છે, તો પણ આપ એકીવખતે (સંસાર તાપથી તપ્ત એવા) આર્ત્ત જનોને વિષે અત્યન્ત શીતલ (=તાપહારક) વચનોના પુંજની અમૃતવૃષ્ટિ કરોછો, તેમજ અત્યુગ્ર સાંસારિક મોહથી મુગ્ધ થયલા આસુર જીવોને વિષે તાપ (=દાહ) પણ ઉત્પન્ન કરો છો; અને એ રીતે આપ આપને વિષે ભૂતદેવત્વ (=રૂદ્રત્વ–મહાદેવત્વ) નહિ પ્રકટ કરતાં, શ્રી કૃષ્ણની મુખારવિન્દતા પ્રકટ કરો છો, કારણ કે એ (આપનું ભગવન્મુખારવિન્દપણું) શ્રી વ્રજજનોના સમૂહમાં આનન્દનું દાન કરે છે તેમ જ (પાષણ્ડ માર્ગરૂપ) આસુરાગ્નિનો નાશ (પણ) કરે છે. (૫)

**અવતરણિકાઃ**—પૂર્વશ્લોકમાં શ્રીમહાપ્રભુજીને'हुताश' એવું નામ આપ્યું. હવે જેમ 'हुताश' નો અર્થ અગ્નિ થાય છે તેમ '**रुद्रो वा पषयदग्निः**' અર્થાત્ "આ રૂદ્ર અગ્નિ છે." એ વચનાનુસાર રૂદ્રમાં પણ અ-

ગ્નિત્વ છે, તો શંકા ઉદ્‌ભવે છે કે શ્રી વલ્લભાચાર્યજીનું અગ્નિત્વ પણ રૂદ્રના અગ્નિત્વ જેવું હોઈ શકે, તમે કહો છો તેવું અગ્નિત્વ એમને વિષે હોય એવો નિયમ નથી, તો સમાધાન કરે છે કે, શ્રી વલ્લભાધીશનું અગ્નિત્વ રૂદ્રના અગ્નિત્વથી ભિન્ન જાતિનું છે, એ સમ્બન્ધી હેતુઓ હવેના ચાર શ્લોકોમાં આપવામાં આવશે. એ હેતુઓ એવા છે કે તેથી રૂદ્રત્વની સાથે વિરોધ આવે છે, તેથી શ્રી મહાપ્રભુજીમાં ઉષ્ણત્વને લીધે રૂદ્રત્વની શંકા ન કરવી.

**વિવેચનઃ**—શ્રી મહાપ્રભુજીના ઉષ્ણત્વ રૂપને લીધે જો એમને વિષે રૂદ્રત્વની શંકા કરો તો એ રૂદ્રત્વનો આગળ કહેવામાં આવતા હેતુઓ સાથે અત્યન્ત વિરોધ આવશે. શ્રી મહાપ્રભુજીનું ઉષ્ણત્વ તથા રૂદ્રનું ઉષ્ણત્વ એક જાતિનું નથી. તેઓમાં સામ્ય પણ નથી એ સિદ્ધ કરવા રૂદ્રત્વનો અભાવ સાધે એવા વિરૂદ્ધ ધર્મો આ શ્લોકમાં કહ્યા છે. શ્રી મહાપ્રભુજી વિરૂદ્ધ ધર્મોના આશ્રય હોઇ અલૌકિક છે. જોકે પોતાનો અસાધારણ સ્વભાવ 'ઉષ્ણત્વ' નો છે તો પણ પોતે એકી વખતે સંસાર તાપથી તપ્ત થયલા આર્ત્ત જીવોને પોતાના અત્યન્ત શીતલ વચનામૃતની વૃષ્ટિથી શાન્ત કરે છે–તેમના તાપ હરી લે છે. અને તેજ સમયે અત્યુગ્ર સંસારરૂપ મોહ વા અજ્ઞાનથી જે લોકો આસુર હોય છે તેમને સંતાપે છે–દહન કરે છે. આમ એકી વખતે પોતે બે વિરૂદ્ધ કાર્ય તાપનિવૃત્તિ તથા તાપકરણ કરી રહ્યા છે. તેથી પોતે અલૌકિક છે અને પોતાને વિષે શ્રીકૃષ્ણનું મુખારવિન્દપણું પ્રકટ કરે છે. પોતે *ભૂતદેવત્વ કહેતાં રૂદ્રત્વને પ્રકટ કરતા નથી. રૂદ્ર

* ભૂતદેવત્વ—પ્રાકૃત અગ્નિરૂપત્વ એવો અર્થ શ્રી રઘુનાથજી કરેછે.

પોતાના ઉપાસક અસુર લોકોનો તાપ નિવૃત્ત કરવાની શક્તિ ધરાવે છે, પણ તાપકરણની શક્તિ ધરાવતા નથી. શ્રી મહાપ્રભુજીમાં તો આ ઉભયશક્તિ એકી વખતે રહે છે. શ્રી મહાપ્રભુજી પોતે કૃષ્ણનું આસ્ય-વદનકમલ હોઇ શ્રીવ્રજભક્તોના સમૂહની આર્ત્તિ હરી લઇ તેમને [1]આનન્દનું દાન કરે છે, તેમ જ પાષણ્ડમાર્ગ રૂપ [2]આસુર અગ્નિનું અથવા દાવાગ્નિનું પાન પણ કરે છે.

**ભક્તિરસજલધિઃ**–આ પંચમ શ્લોકમાં યશ=સ્વરૂપનું પ્રતિપાદન છે,

શ્રીમહાપ્રભુજીમાં ઉષ્ણત્વ છે એટલે કે પોતે વિપ્રયોગદલાત્મક તાપરૂપ છે. પોતે, આર્ત્ત એટલે કે જેઓ દાસીભાવ પ્રાપ્ત કરી ભગવન્મિલનની પ્રાર્થના કરી રહ્યા છે તેવા નિજ ભક્તોને ભગવન્મિલન કરાવે એવા અતિશીતલ વચનની અમૃત વૃષ્ટિથી શાન્ત કરે છે.

શ્રી=સ્વામિનીજી. 'શ્રી વ્રજજનનિચય' એ પદમાં '**શ્રી**' નો અર્થ ધ્યાનમાં લેતાં વ્રજ જનનો સમૂહ, સ્વામિનીજી સહિત છે. વ્રજ જનોને આનન્દનું દાન થાય છે તે શ્રી સ્વામિનીજીના સમ્બન્ધથી જ થાય છે. અને તેથી જ શ્રી મહાપ્રભુજી શ્રી સુબોધિનીજીમાં કહે છે કે '**तद्द्वारा पुरुषे भवेत्**' 'તે ( સ્વામિનીજી ) દ્વારા પુરૂષમાં રસ ઉદ્‌ભવે છે.'

મુખારવિન્દથી વ્રજજનોને આનન્દનું દાન કરવું અને દાવાગ્નિનું પાન કરવું-આ ઉભય ધર્મ ભગવન્મુખના જ હોઇ શકે, મહાદેવજીના

---

૧ **पीत्वामुकुन्दमुख सारघम्**—શ્રી મ. ભાગવત "મુકુન્દના મુખના અમૃતનું પાન કરીને તેમનો વિરહાગ્નિ નષ્ટ થયો."

૨ '**तमग्निमपिबत्**' તે અગ્નિનું પાન પોતે કર્યું. શ્રી. મ. ભા.

ન હોઈ શકે. શ્રી મહાપ્રભુજીમાં આ ઉભય ધર્મ છે તેથી પોતે કૃષ્ણનું આસ્ય-વદનરૂપ છે.

ભગવાનનો યશ તો એ જ કે ભક્તોને આનન્દનું દાન કરી પોષણ કરવું અને અન્યનો નાશ કરવો. તેથી આ શ્લોકમાં યશોરૂપત્વ સિદ્ધ થાય છે.

**आम्नायोक्तं यदम्भो भवनमनलतस्तच्च सत्यं विभो यत्**
**सर्गादौ भूतरूपादभवदनलतः पुष्करं भूतरूपम् ।**
**आनन्दैकस्वरूपात्त्वदधिभु यदभूत्कृष्णसेवारसाब्धि**
**आनन्दैकस्वरूपस्तदखिलमुचितं हेतुसाम्यं हि कार्ये ६**

ભાવાર્થ:—વેદમાં અગ્નિમાંથી જળની ઉત્પત્તિ કહી છે, તે હે વિભુ (=સર્વ કરણ સમર્થ)! સત્ય છે. સર્ગના આરમ્ભમાં ભૂતરૂપ અગ્નિમાંથી ભૂતરૂપ જલ થયું. આનન્દૈક સ્વરૂપ એવા આપશ્રીમાંથી ભૂતલ પર આનન્દૈક સ્વરૂપ એવો જે કૃષ્ણસેવારસરૂપ મહાસાગર પ્રગટ થયો તે સર્વ ઉચિત છે. કારણ કે કાર્યને વિષે હેતુનું સામ્ય છે. (અર્થાત્ કાર્યમાં કારણના ગુણો હોવા જોઇએ. તદનુસાર જ્યારે આપશ્રીથી પ્રકટ થતો કૃષ્ણ સેવારસ માર્ગ આનન્દૈક સ્વરૂપ છે તો તેથી સિદ્ધ થાય છે કે કારણરૂપ એવા આપશ્રી પણ આનન્દૈક સ્વરૂપ હોવા જોઇએ.) (૬)

**અવતરણિકા:**—ઉપરના શ્લોકમાં આચાર્યશ્રીની કૃષ્ણાસ્યતા દર્શાવી. હવે આ શ્લોકમાં એ કૃષ્ણાસ્યતાને લીધે પોતે અલૌકિક કાર્યના કર્ત્તા હોઈ આનન્દમય છે એ સિદ્ધ કરવામાં આવે છે.

વિવેચન:—વેદમાં સર્ગના આરમ્ભમાં ભૌતિકપદાર્થોની ઉત્પત્તિના ક્રમનું નિરૂપણ કરવામાં આવ્યું છે. જેમકે '**तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः, आकाशाद्वायुः, वायोरग्निः, अग्नेराप इति.**' અર્થ:-તેવા આ આત્મામાંથી આકાશ થયું, આકાશમાંથી વાયુ થયો, વાયુમાંથી અગ્નિ થયો, અને અગ્નિમાંથી જલ થયું. આ શ્રુતિમાં ભૂતરૂપ અગ્નિમાંથી ભૂતરૂપ જલની ઉત્પત્તિ કહી છે. કાર્ય અને કારણ એક જાતિના હોવા જોઈએ એવો નિયમ છે. તેથી જો કાર્ય—જલ ભૂતરૂપ છે તો કારણ—અગ્નિ પણ ભૂતરૂપ હોવું જોઈએ. તેથી ઉભય જલ તથા અગ્નિ ભૌતિક છે. તે જ પ્રકારે આચાર્યજી મહાપ્રભુજીએ ભૂતલ પર કૃષ્ણ સેવારસમાર્ગ પ્રકટ કર્યો. એ કૃષ્ણસેવા માર્ગ આનન્દૈક સ્વરૂપ છે અર્થાત્ પરમાનન્દનો સાગર છે. આ પ્રકારે જો કાર્ય કહેતાં પોતે પ્રકટ કરેલો કૃષ્ણસેવા રસમાર્ગ આનન્દમય છે તો એને પ્રકટ કરનાર કારણરૂપ શ્રી વલ્લભાધીશ આનન્દમય હોવા જોઈએ. આ કથન ઉચિત છે. કારણ શું તો કહે છે કે '**हेतुसाम्यं हि कार्ये**' કાર્યમાં હેતુનું-કારણનું સામ્ય છે. અર્થાત્ કાર્યમાં જે ગુણ હોય છે તે કારણમાંથી આવેલા છે. કાર્ય આનન્દમય હોય તો કારણ પણ આનન્દમય હોવું જોઈએ.

આ પ્રકારે શ્રી આચાર્યજી મહાપ્રભુજીનું સ્વરૂપ અતિશય

આનન્દઘન છે અને તેથી એમણે પ્રકટ કરેલો સેવારસ માર્ગ પણ આનન્દ પ્રચુર છે. એમ આપશ્રીની આનન્દમયતા ફલિત થઈ.

**પુરૂષોત્તમજીઃ**—પ્રામાણ્યવાદિઓ, તથા તાર્કિકો અગ્નિ તથા જલનું ભૂતત્વ સ્વીકારે છે, સત્કાર્યવાદી પણ સત્માંથી જ સત્ની ઉત્પત્તિ સ્વીકારે છે. હેતુસામ્ય સર્વને સંમત છે. આયસપાત્ર–લોઢાના પાત્રો કરવામાં કારણ આયસ–લોઢું જ હોય છે. કટક કુણ્ડલાદિ કાર્યમાં સુવર્ણ હોય તો એનું કારણ પણ સુવર્ણ હોવું જોઇએ. ઉપાદાન અને ઉપાદેયનું–કારણ અને કાર્યનું ઐકજાત્ય લોકમાં તથા વેદમાં સંમત છે. કૃષ્ણસેવારસમાં આનન્દરૂપત્વનો અનુભવ થાય છે તો તે માર્ગના કારણભૂત શ્રી આચાર્યજીને વિષે આનન્દરૂપ નિર્વિવાદપણે સિદ્ધ થાય છે. અને તેથી જ મૂલમાં '**हि**' શબ્દ મૂકયો છે.

વસ્તુતઃ '**रसो वै सः**' 'તે નિશ્ચય રસ છે' ઇત્યાદિ શ્રુતિઓનો આન્દમયાધિકરણ તથા લિઙ્ગભૂયસ્ત્વાધિકરણમાં કહેલે પ્રકારે વિચાર કરીએ તો ભગવાન્ જ રસ છે. તે રસ રસશાસ્ત્રની મર્યાદા પ્રમાણે વિભાવ, અનુભાવ તથા વ્યભિચારિભાવરૂપ કરણના સામર્થ્યથી અભિવ્યક્ત થાય છે. જો આ કરણો લૌકિક હોય તો તેથી અભિવ્યક્ત થતો રસ ચાક્ષુષાદિજ્ઞાનવત્ લૌકિક જ છે અને અંશતઃ પ્રકટ થાય છે. જો એ કરણો અલૌકિક હોય તો તેથી પ્રકટ થતો રસ, શાસ્ત્રીય યોગથી ઉત્પન્ન થતા ભગવત્કૃત જ્ઞાનવત્ ઉત્તરોત્તર અત્યન્ત અલૌકિક અને પૂર્ણ જ હોય છે, એ અલૌકિક રસ, માયાનું અપસારણ કરી વેણુગીત તથા પંચાધ્યાયી વિગેરેમાં કહેલી રીત પ્રમાણે પ્રકટ થાય છે એવો નિશ્ચય થાય છે. દ્વાપર યુગને અન્તે એ જ પ્રકારે ભગવાને વેણુગાનાદિ કરી યથાર્થ રસમાર્ગ પ્રકટ કર્યો હતો. તે

પ્રકારે આધુનિક સમયમાં પણ શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ (શ્રી સુબોધિનીજી આદિના) ઉપદેશ દ્વારા રસમાર્ગ પ્રકટ કર્યો છે. એમ આ કાર્યમાં પણ સપરિકર હેતુસામ્ય છે એ જણાવવા 'हि' શબ્દ મૂલમાં છે. શ્રીમહાપ્રભુજીનો સપરિકર વિચાર કરીએ તો પણ પોતે આનન્દમય છે. સેવામાં સમર્પિત વસ્તુનો પ્રભુ જ્યારે અંગીકાર કરે છે ત્યારે તે તે જીવને સ્વસ્વાધિકાર-અનુસાર સેવામાં આનન્દનો વિશેષ અનુભવ થાય છે, તેથી એવી આનન્દમય સેવા જે શ્રી વલ્લભાધીશે પ્રકટ કરી તેમના આનન્દમયત્વને વિષે મન્દ મધ્યમ બુદ્ધિવાળાઓએ પણ વિશ્વાસ રાખવો એ યોગ્ય છે.

ભક્તિરસજલધિઃ—એતન્માર્ગીયોએ સેવા આનન્દથી કરવી જોઇએ. રસાબ્ધિમાં શયન કરતા પ્રભુનું સેવન શ્રી રૂપ જ છે. (૬)

**स्वामिन् श्रीवल्लभाग्ने क्षणमपि भवतःसन्निधाने कृपात:**
**प्राणप्रेष्ठ व्रजाधीश्वर वदनदिदृक्षार्त्तितापो जनेषु ।**
**यत्प्रादुर्भावमाप्नोत्युचिततरमिदं यत्तु पश्चादपीत्थं-**
**दृष्टेऽप्यस्मिन्मुखेन्दौ प्रचुरतरमुदेत्येव तच्चित्रमेतत् ७**

**ભાવાર્થઃ**—હે સ્વામિ, શ્રીવલ્લભ, અગ્નિ,! એક ક્ષણ પણ જો આપનું સામીપ્ય થાય, તો આપની કૃપાથી, પ્રાણથી પણ પ્રેષ્ઠ એવા શ્રી વ્રજાધીશ્વરના મુખનું દર્શન કરવાની (તીવ્ર) આર્ત્તિથી જે તાપ જનોમાં પ્રકટે છે, તે

તો ઉચિતતર ( =વધારે યોગ્ય ) છે. પરન્તુ એ (આપના) મુખચન્દ્રનું દર્શન થઈ રહે, ત્યાર પછી ( =આપના અસન્નિધાનમાં પણ ), આ ( પૂર્વોક્ત ) પ્રકારે જ એ આર્ત્તિતાપ પ્રચુરતર ( =વધારે તીવ્રતાથી ) ઉદય પામે છેજ એ (તો) (ખરેખર) આશ્ચર્યજનક છે ! (૭)

**અવતરણિકાઃ—લૌકિકાગ્નિનું નિરાકરણ કરીને અલૌકિક અગ્નિનું હવે નિરૂપણ કરે છે.** શ્રી વલ્લભાધીશને વિષે પૂર્વના શ્લોકમાં આનન્દ રૂપત્વનો નિર્ધાર કર્યા પછી હવે **એમને વિષે તાપાત્મક-આનન્દ-જનકત્વરૂપ ધર્માન્તર સિદ્ધ કરે છે,** અને તેથી પૂર્વોક્ત અગ્નિ ધર્મનું નિરાકરણ કરી **આનન્દ સારભૂત અગ્નિરૂપત્વ સિદ્ધ થાય છે.**

**વિવેચનઃ—મૂલમાં** ત્રણ સંબોધન છે. પ્રથમ સંબોધન ‘ સ્વામિન્ ’ ઐશ્વર્યનું ખ્યાપન ( =જ્ઞાપન ) કરે છે, કારણ કે સ્વામી=ઈશ્વર એમ કોશ કહે છે. શ્રીવલ્લભ સ્વામી ઈશ્વર સમાન હોઈ જો કૃપા કરે તો એમનું સ્વરૂપ સત્વર જણાય, કારણ કે સ્વામી=ઈશ્વર સર્વકરણ સમર્થ છે. દ્વિતીય સંબોધન ‘ **श्रीवल्लभ** ’ આપશ્રીનું નામ છે તો પણ ભગવદભેદની સ્ફુર્તિથી તે યોગ્યતા સમ્પાદન કરી આપી શકે એમ છે. તૃતીય સંબોધન ‘ **अग्ने** ’ એમના સ્વરૂપનો બોધ કરે છે. જો જીવો સ્વામિ શ્રી વલ્લભાગ્નિના સામીપ્યમાં એક ક્ષણ પણ આવે તો એમની કૃપાથી તેમને પ્રાણપ્રેષ્ઠ વ્રજાધીશ—શ્રીગોપીજનવલ્લભ—શ્રી ઠાકોર-

જીના દર્શન કરવાની તીવ્રલાલસા થાય છે. પ્રાણપ્રેષ્ઠ શ્રીવજ્રાધીશ્વરના દર્શન કરવામાં અન્તરાય પડે તો આર્ત્તિ થાય છે, અને તે આર્ત્તિ તે જીવને વિષે એક પ્રકારનો તાપ, પ્રકટ કરે છે. જે જીવપર શ્રીમહાપ્રભુજીની કૃપા હોય છે, તેને આવો તાપ–ક્લેશ થાય છે. જેમ લૌકિક અગ્નિની સમીપમાં રહેનારને તાપ થાય છે તેમ આપશ્રીની નિકટમાં રહેનારને તાપ ક્લેશ થાય એ તો યોગ્ય જ છે–ઉચિતતર છે. એમાં કંઇ આશ્ચર્ય નથી. પણ વધારે વિચિત્ર તો એ છે કે એક સમય આપશ્રીના મુખચન્દ્રનું દર્શન થયા પછી આપ શ્રીના અસન્નિધાનમાં પણ, પૂર્વવત્ પ્રચુરતર–અતિ તીવ્ર–તાપ ક્લેશ જીવને થયા વિના રહેતો નથી. ( આપ શ્રીના મુખચન્દ્રનું દર્શન જ એવું છે કે તેથી આપશ્રીના સામીપ્યમાં વા અસન્નિધાનમાં શ્રીવજ્રાધીશના દર્શનની આર્ત્તિનો તાપ તીવ્રતાથી જીવને વિષે પ્રકટ થાય જ છે. એ એક વિચિત્રતા છે. )

ઇન્દુ=ચન્દ્ર જલની પ્રકૃતિનો હોઇ તાપહારક હોય છે. શ્રીવલ્લભાધીશનો મુખચન્દ્ર તાપ ક્લેશ જીવને પ્રકટ કરે છે, તેથી એમનો મુખચન્દ્ર સામાન્ય ચન્દ્રથી વિલક્ષણ છે. એમ પ્રતિપાદન કરવા મૂલમાં '**अस्मिन्**' 'આ' પદ '**मुखेन्दौ**' ની સાથે મૂક્યું છે.

શ્રી વલ્લભાધીશનો અગ્નિ વિલક્ષણ છે એ સિદ્ધ કરવા પૂર્વ શ્લોકમાં અનુમાન પ્રમાણ આપ્યું, પણ આ શ્લોકમાં તો પ્રત્યક્ષ પ્રમાણ આપે છે. કે શ્રી મહાપ્રભુજી એવા આનન્દરસાત્મક તાપથી પૂર્ણ છે કે એમના મુખના દર્શન માત્રથી જીવને એ આનન્દરસાત્મક તાપનું દાન થયા વિના રહેતું નથી એ વાત પ્રત્યક્ષ સિદ્ધ છે.

ભક્તિરસજલધિઃ—શ્રીરૂપતાનું નિરૂપણ પૂર્વશ્લોકમાં કરી હવે વૈરાગ્યરૂપ કહે છે. મૂલમાં '**श्रीवल्लभ**' નો અર્થ '**श्री.** અને

વલ્લભ ' એવો થાય છે. એ ઉભય તાપાત્મક અગ્નિરૂપ હોવાથી એમના સમીપમાં આવનારને વધારે તાપ લાગે છે. ક્ષણનું સન્નિધાન તે સમર્પણ સમયનું સન્નિધાન સમજવું ત્યારે શ્રીના–સ્વામિનીજીના સ્વરૂપનું તથા પ્રભુના સ્વરૂપનું સ્મરણ થવાથી અધિક તાપ લાગે છે.

આપશ્રીના મુખને ચન્દ્રની ઉપમા આપી તેથી જેમ ચન્દ્ર પાણ્ડુર હોય છે તેમ આપશ્રીનું મુખ પણ વિપ્રયોગ તાપને લીધે પાણ્ડુર–ગૌરશ્વેત છે એવું સૂચન થાય છે.

શ્રીવલ્લભાધીશ વિપ્રયોગ તાપથી પૂર્ણ છે. જો કોઇ જન્માદિક ક્લશયુક્ત જીવ એમના મુખચન્દ્રનું એક સમય પણ દર્શન કરે, તો તેને પોતે કૃપા કરી વિપ્રયોગ તાપનું દાન કરી દે છે. એ વિપ્રયોગ તાપનું દાન થયા પછી તે જીવને પ્રભુ મિલનને અર્થે તીવ્રઆર્ત્તિ થયા કરે છે. પુષ્ટિમાર્ગમાં તાપ કલેશ આવશ્યક છે. તો એ તાપ કલેશ પ્રાપ્ત કરવા પુષ્ટિમાર્ગીય જીવોએ તે તાપ કલેશનું દાન કરનારા શ્રીવલ્લભાધીશના દર્શન અવશ્ય કરવા જોઇએ. એમ આ શ્લોકમાંથી ફલિત થાય છે. (૭)

**अज्ञानाद्यन्धकार प्रशमनपटुताख्यापनाय त्रिलोक्या-**
**मग्नित्वं वर्णितं ते कविभिरपि सदा वस्तुतः कृष्ण एव।**
**प्रादुर्भूतो भवानित्य[illegible] भवानिग[illegible] [illegible]क्तमानर[illegible]**
**त्वां श्री श्रीव[illegible]भेमे निखिल[illegible]धजना गा[illegible]लेशंभजन्ते ८**

**ભાવાર્થ:**—અજ્ઞાનાદિ અન્ધકારને દુર કરતા એવા (આપના) સામર્થ્યની પ્રસિદ્ધિને અર્થે ત્રિલોકમાં કવિઓએ પણ આપના અગ્નિત્વનું સદ્દાવર્ણન કર્યું છે. વસ્તુતઃ આપ કૃષ્ણ જ પાદુર્ભૂત થયા છો–એમ અનુભવથી તથા નિગમાદિથી આપને જાણીને હે શ્રી શ્રી વલ્લભ! સર્વ બુધજનો ગોકુલેશને ભજે છે!

**અવતરણિકા:**-

પૂર્વશ્લોકથી ભગવન્મુખના અધિષ્ઠાતા એવા અગ્નિ ધર્મત્વથી શ્રીઆચાર્યજીના સ્વરૂપનું નિરૂપણ કર્યું હવે આ શ્લોકમાં એમનું પ્રમાણુસિદ્ધ પૂર્ણત્વ કહેવામાં આવશે. અખણ્ડ બ્રહ્મવાદની દૃષ્ટિથી શ્રી કૃષ્ણ સાથે એમનો વાસ્તવ અભેદ સિદ્ધ થાય છે તેથી આપને વિષે સાક્ષાત્ કૃષ્ણત્વ સિદ્ધ થાય છે. અનુગૃહીત (કૃપાપાત્રો)ને તે પ્રકારે જ્ઞાન થાય છે.

**વિવેચન:**—જેમ લૌકિક અગ્નિ, ગૃહના અન્ધકાર નિવૃત્ત કરે છે તેમ આપશ્રીનો અલૌકિક અગ્નિ તદ્‌વિજાતીય અન્ધકારનું નિવારણ કરે છે. એ વિજાતીય અન્ધકાર કયા તે ગણાવે છે પ્રથમ તો અજ્ઞાનરૂપ અન્ધકાર જીવને વિષે હોય છે. તો તેની નિવૃત્તિ આપશ્રીનો અગ્નિ કરે છે. પછી आदि પદથી કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, માત્સર્યાદિ અન્ધકાર સમજવા. તેનું પણ નિવારણ અગ્નિસ્વરૂપ શ્રી મહાપ્રભુજી કરેછે. આ સર્વ અન્ધકાર નિવૃત્ત થાય એટલે તે જીવો શુદ્ધ બ્રહ્મવાદિ અને ભાગવત ( ભગવાનનું ભજન કરનારા ) થાય છે–

એમ પોતે તત્વાર્થદીપ નામના પોતાના ગ્રન્થમાં કહે છે. એ અન્ધકારો ભગવન્માર્ગના જ્ઞાનમાં પ્રતિબન્ધ કરે છે. તેમને દૂર કરવાનુ સામર્થ્ય ચાતુર્યયુક્ત હોવું જોઇએ. આપશ્રીનું એવું ચાતુર્ય યુક્ત સામર્થ્ય ત્રિલોકમાં પ્રસિદ્ધ થાય એ ઉદ્દેશથી કાવઓએ—પૂર્ણજ્ઞાનિઓએ આપના અગ્નિત્વનું વર્ણન નિરન્તર કર્યું છે. કવિ એટલે શ્રોતાના અધિકારાનુસાર તત્વને અનેક પ્રકારે કહે તે કવિ. પૂર્ણ જ્ઞાની હોઇ શ્રીમદાચાર્યજીના સ્વરૂપનું તત્વ જાણતો હોવો જોઇએ.

અગ્નિત્વનું વર્ણન તો આપશ્રીના સામર્થ્યનો બોધ કરવાને અર્થે છે. તેથી કંઇ આપના સ્વરૂપ તત્વનો પૂરેપૂરો ખ્યાલ આવી શકતો નથી. વસ્તુતઃ આપનું સ્વરૂપ શું ? એમ પ્રશ્ન થાય તો શ્રી ગુસાંઇજી મૂલમાં કહે છે કે '**वस्तुतः कृष्ण एव**' અર્થાત્ 'વસ્તુતઃ આપ શ્રી કૃષ્ણ જ પ્રાદુર્ભૂત થયા છો.' એમ નિશ્ચય કરવામાં પ્રમાણ જોઇએ. તો પ્રમાણની ગણના કરવામાં આવી છે. એક તો અનુભવ પ્રમાણ છે. તે નીચે પ્રમાણે છેઃ—

આચાર્યશ્રીના સેવક કૃષ્ણદાસ ક્ષત્રિય હતા. તેમણે કરેલી અસાધારણ સેવાથી શ્રી આચાર્યજી પ્રસન્ન થયા અને કહ્યું કે 'ત્હને જે ઇષ્ટ વસ્તુ હોય તે માગ !' ત્યારે કૃષ્ણદાસે ત્રણ વસ્તુની પ્રાર્થના કરી, એક તો 'સર્વાત્મથી આપશ્રીના (આચાર્યશ્રીના) સિદ્ધાન્તનું જ્ઞાન મ્હને થાઓ !' બીજું 'મ્હારામાં જે કંઇ મૂર્ખતા હોય તો તેને માટે ક્ષમા આપો !' અને ત્રીજું 'હું આપશ્રીને શરણ આવ્યો તે પહેલાં મ્હને એક ગુરૂએ વૈષ્ણવ મન્ત્રનો ઉપદેશ આપ્યો છે તેને ગ્રહે

આપશ્રી ચાલો ' આ પ્રમાણે આચાર્યશ્રીએ એ ત્રણ વરનું દાન કર્યું. પછી આચાર્યશ્રીના ગમન પૂર્વે કૃષ્ણદાસ પોતાના ગુરૂને ગૃહે ગયા. તેમને નમસ્કાર કરી આસન લીધું. પછી તે ગુરૂએ તેને પૂછયું કે ' મ્હારો ત્યાગ કરી અન્ય ગુરૂ કેમ કર્યા ? ' ત્યારે કૃષ્ણદાસે ઉત્તર આપ્યોઃ–' મ્હારા ગુરૂ તમેજ છો, અને તમારી કૃપા થઈ ત્યારે મ્હને પુરૂષોત્તમની પ્રાપ્તિ થઈ, ગુરૂ તો તે જ કે જેની કૃપાથી ભગવાનની પ્રાપ્તિ થાય. અને મ્હને તેજ પ્રકારે સાક્ષાત્ પુરૂષોત્તમ તમારી ગુરૂકૃપાથી પ્રાપ્ત થયા છે ! મ્હારા આચાર્ય (શ્રીવલ્લભાધીશ) પુરૂષોત્તમ જ છે, ગુરૂ નથી ! '

તે ગુરૂએ કહ્યું ' આચાર્ય (શ્રીવલ્લભાધીશ) પુરૂષોત્તમ જ છે એમ જે તું કહે છે તેમાં શું પ્રમાણ ?

ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે હું મ્હારા હસ્તની અંજલિમાં જ્વલત્–બળતો અગ્નિ રાખું છુ. જો મ્હારા આચાર્યશ્રી પુરૂષોત્તમ હશે તો એ અગ્નિ મ્હને બાળશે નહિ ! નહિ તો એ અગ્નિ મ્હને બાળશે ! '

એ પ્રકારે કૃષ્ણદાસે મૂહુર્ત પર્યન્ત બળતો અગ્નિ પોતાના હસ્તમાં ઝાલી રાખ્યો ત્યારે તે ગુરૂને તેના કહેવાનું સત્ય જણાયું અને ભયભીત થઇ તે અગ્નિને તેના યોગ્ય સ્થાનમાં પાછો મૂકવા આજ્ઞા કરી. આ પ્રમાણે આપશ્રીના પુરૂષોત્તમત્વમાં અનુભવ એક પ્રમાણ છે.

હવે બીજા પ્રમાણુમાં નિગમ કહેતાં વેદ અર્થાત્ શ્રતિ, પ્રત્યક્ષ, ઐતિહ્ય, અને અનુમાન આ ચતુષ્ટય છે.

'**आदि**' પદથી પુરાણુ તેમજ તે સ્વરૂપનો અનુભવ કરતા ભક્તોના અન્તઃકરણો પણુ આ નિશ્ચય કરવામાં પ્રમાણુ રૂપ છે, એમ સૂચવાય છે.

શ્રી આચાર્યજીએ જે કૃષ્ણુસેવા રસ પ્રકટ કર્યો તેનું સ્વરૂપ આનન્દમય છે. આ ગુણુ એમનું ભગવત્ત્વ સિદ્ધ કરે છે.

'શ્રી' પદ મૂલમાં બે વાર મૂકયું છે તેનું કારણુ એ છે કે શ્રી પરમાનન્દની–પુરૂષોત્તમની–શક્તિના ભેદથી દ્વિરૂપ છે. એ દ્વિરૂપ શ્રીને 'વલ્લભ' પદની સાથે જોડી તેથીં આપશ્રીને વિષે પરમાનન્દત્વ અર્થાત્ પુરૂષોત્તમત્વ જ્ઞાપિત થાય છે.

જેમના પર શ્રી આચાર્યજી મહાપ્રભુજી તથા શ્રી ગુસાંઇજીની પૂર્ણુ કૃપા હોય છે તેમને જ ઉપર્યુક્ત અર્થાવબોધ થાય છે. કૃપાશૂન્ય જીવોને એવો બોધ થતો નથી.

( શ્રી ગોકુલનાથજી તથા શ્રીપુરૂષોત્તમજી. )

**ભક્તિરસજલધિઃ**—ભગવાન્ ભક્તાતિરિક્તને વિષે વૈરાગ્ય રાખે છે અને ભક્તોને વિષે અનુરાગ રાખે છે તેમ આપશ્રી પણુ સમર્પિત ભક્તોની વસ્તુનો અંગીકાર કરે છે અને તદતિરિક્ત વિષે વૈરાગ્ય રાખે છે. એ પ્રકારે ગત શ્લોકમાં વૈરાગ્ય–રૂપતાનુ નિરૂપણુ કરી આ શ્લોકમાં જ્ઞાનરૂપતાનું નિરૂપણ કરે છે. તેથી શ્લોકમાં કહે છે કે શ્રી આચાર્યજી અજ્ઞાનાદિ અન્ધકાર દૂર કરવાનું સામર્થ્ય ધરાવે છે. શબ્દાર્થ રસિક કવિઓ પણુ તેથી જ એમનું અમિત્વ વર્ણુવે છે.

'શ્રી વલ્લભાધીશ અગ્નિરૂપ છે' એમાં અનન્તદાસનો અનુભવ પ્રમાણ છે. અનન્તદાસ શ્રી મહાપ્રભુજીના ચરણ ચાંપતા હતા ત્યારે એમને આપશ્રીના અગ્નિત્વને વિષે સન્દેહ થયો. તત્ક્ષણમેવ અનન્ત-દાસના બન્ને હાથમાં અગ્નિના દાહથી ફોલ્લા પડયા. આ વાત સુપ્રસિદ્ધ છે.

અનુભવાત્મક નિગમરૂપ વ્રજસીમન્તિની–શ્રુતિરૂપ ગોપીજન–ના પ્રમાણોથી સિદ્ધ થાય છે કે આપશ્રી તાપાત્મક અગ્નિ સ્વરૂપે પ્રકટ થયા છે, બુધ જન એટલે ભગવત્સ્વરૂપને જાણનારા અને જેમણે પોતાના આત્માનું આપને સમર્પણ કર્યું છે એવા લોકો તાપાત્મક એવા આ ને એટલે ગોકુલેશને ભજે છે.

અત્રોક્ત સ્વરૂપને જાણીને ભક્તોએ સદા ભજન કરવું. તેમના પર શ્રી આચાર્યજી કૃપા કરશે. આ પ્રકારના સ્વરૂપનું સેવન કરવાથી સર્વદા આપણે નિશ્ચિન્ત થઇએ છીએ.

આ શ્રી વલ્લભાષ્ટકમાં શ્રી વિઠ્ઠલેશ્વરજીએ શ્રી આચાર્યજી મહા પ્રભુજીનું જે સ્વરૂપ પ્રતિપાદન કર્યું છે તેમાં ભક્તોએ સદા નિમ-જ્જન કરવું.

## इति श्रीविठ्ठलेश्वर विरचित श्रीवल्लभाष्टकं

## तदुपरि संस्कृतटीकानुवाद सहितं सम्पूर्णम् ॥

---

श्रीकृष्णाय नमः ॥
॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

# ॥ अथ श्रीचतुःश्लोकी ग्रन्थ. ॥

ઉદ્દેશઃ—શ્રીમદાચાર્યજીએ બાલબોધ ગ્રન્થમાં મર્યાદા માર્ગીય પુરૂષાર્થોનું નિરૂપણ કર્યું. પુષ્ટિમાર્ગીય પુરૂષાર્થો ભિન્ન પ્રકારના છે. તેનું પ્રતિપાદન આ ગ્રન્થમાં શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ કર્યું છે. પુરૂષાર્થો ચાર પ્રકારના છે–ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. પુષ્ટિમાર્ગની દૃષ્ટિથી ધર્મ શું, અર્થ શું, કામ શું અને મોક્ષ શું એ દર્શાવવા આ ગ્રન્થ શ્રી મહાપ્રભુજીએ રચ્યો છે. સર્વ શાસ્ત્ર પુરાણ તથા વેદનો સાર શ્રીમદ્ભાગવત છે. તેવું પણ મથન કરી શ્રી મહાપ્રભુજીએ આ ગ્રન્થમાં પ્રતિપાદિત કરેલા ચાર શ્લોક સારરૂપે કાઢેલા છે. તેથી આ ગ્રન્થનું નામ ચતુઃશ્લોકી એવું પોતે આપ્યું છે.

પ્રથમ શ્લોકમાં એવો સાર નીકળે છે કે, એક શ્રી વ્રજના પતિ શ્રી કૃષ્ણનું સર્વ કાળમાં સર્વ ભાવથી અનન્ય ભજન કરવું. અન્ય કોઇ દેવતા વા અવતારનું ભજન સર્વથા ન કરવું. એ પુષ્ટિમાર્ગીય ધર્મરૂપ પુરૂષાર્થ છે.

मू०सर्वदा सर्वभावेन भजनीयो व्रजाधिपः ।
स्वस्यायमेव धर्मोहि नान्यः क्वाऽपि कदाचन॥१॥

**શબ્દાર્થ:**—સર્વ કાલને વિષે સર્વાત્મભાવથી વ્રજના અધિપતિ શ્રી કૃષ્ણનું ભજન કરવું–સેવન કરવું–આ જ પોતાના જીવનો (અર્થાત્ નિજ અઙ્ગીકૃત જીવનો) ધર્મ છે. આ વિના કોઇ કાલમાં વા કોઈ પણ દેશમાં અન્ય કોઈ ધર્મ નથી. (૧)

**વિવેચન:**—આ શ્લોકમાં પ્રભુ પોતે જે જીવનો અઙ્ગીકાર કરે છે તેવા નિજજનનો વા સ્વજનનો ધર્મ દર્શાવે છે. વેદ, ગીતા તથા ભાગવતના સર્વ પ્રમાણોથી સિદ્ધ થાય છે કે શ્રીકૃષ્ણજ પરબ્રહ્મ છે. ગીતામાં ભગવાન્ સ્વમુખે કહે છે કે ' હું ક્ષરથી અતીત છું. તેમ અક્ષરથી પણ અતીત છું તેથી હું લોકમાં તથા વેદમાં ' पुरुषोत्तम ' એ નામથી પ્રસિદ્ધ છું. ' श्रीकृष्ण ' શબ્દનો અર્થ પરબ્રહ્મ થાય છે ' શ્રીકૃષ્ણાશ્રય ' નામના ગ્રન્થમાં શ્રી આચાર્યજી કહે છે કે:—

' प्राकृताः सकला देवा गणितानन्दकं बृहत् ।
पूर्णानन्दोहरि स्तस्मात् कृष्ण एव गतिर्मम ॥

અર્થાત્ સકલ દેવો ( પ્રાકૃત પ્રકૃતિના થયલા ) છે ( તેથી તેમને વિષે આનન્દ નથી. ) બૃહત્ બ્રહ્મ–અક્ષર બ્રહ્મનો આનન્દ ગણિત છે. હરિ પૂર્ણાનન્દ છે તેથી કૃષ્ણજ મ્હારી ગતિ થજો.' વળી પોતે ' શ્રુતિગીતા ' નામના નિજ ગ્રન્થમાં કહે છે કે:—

गुप्तानन्दा यतो जीवा निरानन्दं जगद्यतः ।
पूर्णानन्दो हरिस्तस्माज्जीवैः सेव्यः सुखार्थिभिः ॥

અર્થાત્ ' જીવનો આનન્દ ગુપ્ત છે. જગત્ આનન્દરહિત છે. હરિ પૂર્ણાનન્દ છે. તેથી સુખને ઇચ્છનારા જીવોએ પૂર્ણાનન્દ એવા

હરિનું સેવન કરવું. ( તેમણે અન્ય જીવોની વા જગતની સેવા કરવીનહિ ) પ્રભુ શ્રી કૃષ્ણ સર્વના સ્વામી છે, અંશી છે. જીવ તે પ્રભુનો અંશ છે. તેથી અંશ-જીવે, અંશી-પ્રભુનું ભજન-સેવન કરવું જોઇએ, એમાં ' यो यदंशः स तं भजेत् ' અર્થઃ—' જે જેનો અંશ હોય તે તેનું ભજન કરે ' આ વાક્ય પ્રમાણ છે.

શ્રીમદ્ ભાગવતમાં રાસપંચાધ્યાયીમાં ભગવાને ગોપીજનોને કહ્યું કે તમે તમારા લૌકિક પતિનું સેવન કરો ત્યારે તેમણે ભગવાનને ઉત્તર આપ્યો કે ' લૌકિક પતિ, પુત્ર, આપ્ત, બન્ધુ વિગેરે તો અમને દુઃખ આપનારા છે, તો તેમનું સેવન કરવાથી અમને શું લાભ થવાનો છે ? આપ વ્રજાધીશ-જ દેહીઓના બન્ધુ છો, આત્મા છો, આપ નિત્ય પ્રિય છો તેથી કુશલ જીવો તો આપને વિષે જ રતિ કરે છે.' શ્રી વ્રજાધીશને શરણ જવાથી અને તેમનું સેવન કરવાથી પૂર્ણાનન્દનું દાન થાય છે. મૂલમાં ' व्रजाधिप ' એ શબ્દ મૂક્યો છે તેથી એમ સૂચવાય છે કે ' વ્રજમાં લીલા કરતા એવા *શ્રીકૃષ્ણના સ્વરૂપનું સેવન કરવું જોઇએ. વ્રજથી અતિરિક્ત સ્થલે કાર્ય કરતા વિભૂતિ વા મર્યાદા સ્વરૂપનું સેવન ન કરવું. ' શ્રી વ્રજાધીશની સેવા સર્વાત્મ ભાવથી કરવી જોઇએ. દેહ, પુત્ર, ગૃહ, સ્ત્રી, વિત્ત, પ્રાણ આત્માદિ સર્વનો વિનિયોગ પ્રભુને વિષે કરવો જોઇએ. એ પ્રકારે સર્વાત્મ ભાવપૂર્વક અનન્ય ભાવથી વ્રજાધીશની સેવા કરવી એજ પુષ્ટિમાર્ગીય ભગવદીયનો સર્વ કાલને વિષે અને સર્વ સ્થલને વિષેનો ધર્મ છે. આ વિના

---

* कृषि र्भूवाचकः णश्चनिर्वृति वाचकः तयोरैक्यं परंब्रह्म इत्याभिधीयते। कृष्+ण=कृष्णः । कृष्+भू=सत्ता; ण=निर्वृतिः આનન્દ તેથી કૃષ્ણ=સદાનન્દ પરબ્રહ્મ.

અન્ય કોઇ ધર્મ નથી. 'સ્વધર્મમાં મૃત્યુ સારૂં પણ ભયોત્પાદક પરધર્મનો આશ્રય સર્વથા ન કરવો' એ ગીતા વાક્યને અનુસરી, વ્રજેશ શ્રીકૃષ્ણચન્દ્રનું સેવન કરવા રૂપ સ્વધર્મમાં પુષ્ટિમાર્ગીય ભગવદીયે તત્પર રહેવું, આ ધર્મરૂપ પ્રથમ પુરૂષાર્થ છે; (૧)

હવે આ દ્વિતીય શ્લોકમાં પુષ્ટિમાર્ગીય ભક્તના અર્થરૂપ પુરૂષાર્થનું નિરૂપણ કરવામાં આવે છે.

**मू०एवं सदास्म कर्त्तव्यं स्वयमेव करिष्यति ।**
**प्रभुः सर्वसमर्थो हि ततो निश्चिन्ततां व्रजेत्॥२॥**

**ભાવાર્થ:**—'આ લોક સમ્બન્ધી અને પરલોક સમ્બન્ધી સર્વ પ્રકારના અર્થો ભગવાન્ જ સિદ્ધ કરશે કારણ કે પ્રભુ સર્વ સમર્થ છે' એવો વિશ્વાસ રાખી ભગવદીયે નિશ્ચિન્ત થવું જોઇએ. (૧)

**વિવેચન:**—સર્વાત્મભાવપૂર્વક જે ભગવદીયે પોતાનું સર્વસ્વ ઐહિક તથા પારલૌકિક—પ્રભુને સમર્પણ કર્યું છે તે ભગવદીયે પોતાનો દેહનિર્વાહ કોણ કરશે એવો વિચાર પણ લાવવાની જરૂર નથી. જે ભગવદીય પોતાનો આત્મા પણ પ્રભુને સમર્પે છે તેનું ઉદર પોષણ કરવાની ચિન્તા પ્રભુને છે. શ્રી આચાર્યજી મહાપ્રભુજી કહે છે કે:—

**सेवायां वा कथायां वा यस्यासक्तिर्दृढा भवेत् ।**
**यावज्जीवं तस्य नाशो न क्वापीति मतिर्मम ॥**

અર્થાત્ 'જે ભક્તની સેવામાં અથવા કથામાં દૃઢ આસક્તિ થઇ છે તેનો જ્યાં સુધી તે જીવે છે ત્યાં સુધી નાશ કદાપિ થતો નથી એવી મ્હારી માન્યતા છે.' તેમજ પોતે શ્રુતિગીતામાં પણ કહે છે કે—

नृणां दुर्गतिमालोक्य ये सेवन्ते दृढव्रतः ।
कृष्णं तद्भ्रुकुटिः कालो न तान् हन्ति कदाचन ॥

અર્થ:—જીવોની દુષ્ટ ગતિ થતી જોઇને જે જીવો દૃઢ વ્રત પૂર્વક શ્રી કૃષ્ણની સેવા કરે છે તેમને ભગવાનની ભ્રુકુટિરૂપી કાલ કદાપિ ભક્ષી શકતો નથી.' કરાલ કાલ સર્વતઃ સર્વ જીવોનું ભક્ષણ કરી રહ્યો છે, પણ જે જીવો દૃઢ આસક્તિથી ભગવાનની સેવા કરે છે તેમના પર ભગવાનના નેત્રો કૃપા વર્ષાવે છે. અર્થાત્ તેમનો યોગ ક્ષેમ સારી રીતે ચલાવ્યા જાય છે. તેમના ઉપર પ્રભુ પોતાની ક્રોધ યુક્ત ભ્રુકુટિ ફેરવતા નથી. અને તેથી એ ભ્રુકુટિમાં સ્થિતિ કરીને રહેતો એવો કાલ ભગવદ્ભક્તને કંઇ કરી શકતો નથી. શ્રી વ્રજાધીશ સર્વ સમર્થ છે અને તે ભક્તના સર્વ અર્થ સિદ્ધ કરશે એવો વિશ્વાસ રાખવો. 'મ્હારો ઉદર નિર્વાહ કેમ થશે' એવી ચિન્તા ભક્તે કરવી નહિ. શરણાગત જીવોનો યોગ ક્ષેમ ભગવાન્ ચલાવે છે એવી પ્રતિજ્ઞા ભગવાને ગીતામાં કરી છે. યોગ એટલે સર્વ વસ્તુને સમ્પાદન કરી આપવી; અને ક્ષેમ સમ્પાદિત કરેલી વસ્તુઓનું રક્ષણ કરવું. આ બન્ને પ્રભુ ભક્તને સિદ્ધ કરી આપે છે. ભગવાન્ ભક્તને આધીન છે. ભક્તવત્સલ પ્રભુ નિજ સેવકોનું ઉદર પોષણ કરશે જ કરશે. એવો દૃઢ વિશ્વાસ રાખી પુષ્ટિમાર્ગીય ભગવદીયોએ નિશ્ચિન્તપણે પ્રભુની સેવા કરવી. જ્યાં લૌકિક ચિન્તાનો આવેશ થયો કે તુરત

ભગવદ્ભજન તથા ભગવદ્ભાવ ચાલ્યા જાય છે. તેથી તદીયોનો અર્થ પણ પ્રભુ જ છે એમ સમજી એમનું સેવન સર્વ ભાવથી કરવું (૨)

मू०यदि श्रीगोकुलाधीशो धृतः सर्वात्मना हृदि ।
ततः किमपरं ब्रूहि लौकिकैर्वैदिकैरपि ॥ ३ ॥

શબ્દાર્થઃ—જો શ્રી ગોકુલાધીશ શ્રી કૃષ્ણ હૃદયમાં સર્વાત્મભાવથી સ્થિર થયા તો પછી લૌકિક તથા વૈદિકથી પણ કયો મનોરથ સિદ્ધ કરવાનો બાકી રહે છે તે કહો. ( અર્થાત્ લૌકિક તથા વૈદિકથી સિદ્ધ કરવાનું કંઇ પણ રહેતું નથી. કારણ કે સર્વ મનોરથ પૂર્ણ કરનાર શ્રી કૃષ્ણ-ચન્દ્ર હૃદયમાં સ્થાપિત થયા ત્યારથી સર્વ મનોરથ આપો આપ સિદ્ધ થઈ જશે. )

આ તૃતીય શ્લોકમાં કામ નામના પુરૂષાર્થનું નિરૂપણ કહે છે.

વિવેચનઃ—શ્રી ગોકુલાધીશ શ્રીકૃષ્ણચન્દ્ર ભક્તના હૃદયમાં બિરાજમાન થઇ ભક્તની ઇચ્છા જાણે છે. પોતાની ઇચ્છાનુસાર ભક્તના તે તે મનોરથ પૂર્ણ કરે છે. સર્વ મનોરથ પૂર્ણ કરનાર શ્રીકૃષ્ણચન્દ્ર હૃદયમાં વિરાજ્યા પછી લૌકિક તથા વૈદિક સાધનોથી સિદ્ધ કરવાનો કયો મનોરથ બાકી રહે છે ? લોક તથા વેદના નિયમાનુસાર વર્ત્તન કરનારાઓના જે જે મનોરથ સિદ્ધ થાય છે તે પણ શ્રીકૃષ્ણચન્દ્રની આજ્ઞાથી જ સિદ્ધ થાય છે. અન્ય દેવતાની ઉપાસનાથી જે ફલ થાય છે તે પણ શ્રીકૃષ્ણચન્દ્રની કૃપાથી જ થાય છે. કારણ કે ફલદાતા ભગવાન્ છે. તે તે દેવતા તે તે ઉપાસકને ફલદાન કરવાનું સામર્થ્ય

શ્રી ભગવાન્ પાસેથીજ પ્રાપ્ત કરે છે. એટલે મૂલ ફલદાતા પ્રભુ શ્રીકૃષ્ણ-ચન્દ્ર જ છે અન્ય દેવતાના ઉપાસકોને તુચ્છ ફલ થાય છે, પુણ્ય ક્ષીણ થાય એટલે તે તે દેવતાના લોકમાંથી તે તે જીવને પુનઃ સંસારમાં પર્યટન કરવું પડે છે. પરન્તુ શ્રીકૃષ્ણચન્દ્રની સેવા કરનારને શ્રીગોકુલાધીશની પ્રાપ્તિ થાય છે, જે પ્રાપ્તિ થયા પછી સંસારનો નાશ થાય છે, અને પરમાનન્દનો અનુભવ થાય છે. તેથી લૌકિક વૈદિક સર્વ સાધનોની અપેક્ષા વિના શ્રીકૃષ્ણચન્દ્રને હૃદયમાં ધારણ કરવા. જ્યારે પ્રભુ અન્ય દેવના ઉપાસકોના પણ મનોરથો પૂર્ણ કરે છે તો પછી શરણાગત ભક્તોના મનોરથ પૂર્ણ કરેજ એમાં શું આશ્ચર્ય ? આ પ્રકારે પરમતત્વ શ્રીગોકુલાધીશને હૃદયમાં સ્થિર કરવા એ પુષ્ટિમાર્ગીય ભગવદીયનો કામરૂપ તૃતીય પુરૂષાર્થ છે. (૩)

**મૂ૦अतः सर्वात्मना शश्वद्गोकुलेश्वरपादयोः**
**स्मरणं भजनं चापि न त्याज्यमिति म मतिः॥४॥**

**શબ્દાર્થ**:—શ્રી ગોકુલેશ હૃદયમાં વિરાજમાન થયા એટલે નિરન્તર સર્વાત્મભાવથી શ્રી ગોકુલેશના ચરણ કમલનું સ્મરણ તેમજ ભજન–સેવન પણ કરવું. સ્મરણ અને ભજન–સેવન–આ બેના કદાપિ ત્યાગ ન કરવો એવી મારી મતિ છે. (૪)

ઉપરના ત્રણ શ્લોકોમાં ધર્મ, અર્થ તથા કામ એ ત્રણ પુરૂષાર્થોનું નિરૂપણ કરી હવે આ ચતુર્થ શ્લોકમાં મોક્ષ નામના ચતુર્થ પુરૂષાર્થનું નિરૂપણ કરે છે.

**વિવેચનઃ**—આ શ્લોકમાં શ્રી ગોકુલેશ્વર શ્રી કૃષ્ણચન્દ્રનું સ્મરણ તથા ભજન-સેવન, નિરન્તર કરવું એવી આજ્ઞા છે. સેવાના સમયમાં ભજન એટલે સેવન કરવું-સંયોગ રસનો અનુભવ કરવો. અનોસરમાં-સેવાના બાકીના સમયમાં વિપ્રયોગ અનુભવવો એટલે કે પ્રભુનું સ્મરણ-ચિન્તન કરવું. આ પ્રકારે સેવારસ તથા કથારસનો અવિચ્છિન્ન પ્રવાહ અહોરાત્ર ચાલવો જોઇએ. સેવા સમય ભજન-સેવન-સંયોગ રસનો અનુભવ, તથા અનોસરમાં સ્મરણ-ચિન્તન-કથારસનો અનુભવ-આ બ રસ જ્યારે પૂર્ણ જામે ત્યારે આસુરાવેશ થતો નથી. જો સ્મરણ તથા ભજન પ્રતિદિન ચાલ્યા જ કરે તો તે જીવ સંસારના પાશમાંથી મુક્ત જ છે. તેથી શ્રી આચાર્યજી મહાપ્રભુજી અન્તમાં આજ્ઞા કરે છે કે, શ્રી ગોકુલેશ્વરના ચરણ કમલનું સ્મરણ તેમજ ભજન એ બેનો ત્યાગ સર્વથા ન કરવો.

પુષ્ટિમાર્ગીય તદીયોએ એકલા સ્મરણથી પણ સન્તોષ ન પામવો તેમ એકલા ભજન-સેવનથી પણ સન્તોષ ન પામવો એ ઉદ્દેશથી ‘ स्मरणं भजनं चापि ’ ‘ સ્મરણ અને ભજન પણ ’ એવા બન્ને પદનો નિર્દેશ મૂલમાં કર્યો છે.

**ઉપસંહારઃ—સર્વ કોઈ કાલમાં ગમે તે સમયમાં સર્વે ભાવથી ભજન કરવા યોગ્ય એક શ્રી વ્રજાધીશ-શ્રી ગોવર્ધનધરણ છે. સર્વ શાસ્ત્ર, પુરાણ, વેદાદિનું જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી પણ જ્યારે શ્રી વ્રજાધીશના ચરણારવિન્દમાં ભક્તિ થાય ત્યારે જ કૃતાર્થ થવાય છે. આ પ્રથમ શ્લોકનું સ્વારસ્ય છે.**

લૌકિક વા વૈદિક કોઈ પણ પ્રકારનો અર્થ પ્રાપ્ત કરવાની ચિન્તા ન કરવી. કારણ કે પ્રભુ સર્વ સમર્થ છે. અને તે, ભકતોનું કાર્ય સિદ્ધ કરશે. ચિન્તા રાખવી તો શ્રી ઠાકોરજીની સેવા સમ્બન્ધી જ રાખવી કે આજે મ્હારાથી પ્રભુની સેવા થઈ નાહે ' લૌકિક ચિન્તા આસુરાવેશ ઉત્પન્ન કરે છે અને ભગવદ્ભાવનો નાશ કરે છે તેથી એ ત્યાજ્ય છે. આ દ્વિતીય શ્લોકનું સ્વારસ્ય છે.

આત્મ સમર્પણ કરી શ્રીગોકુલાધીશ-શ્રીનાથજીનું ભજન તથા સ્મરણ કર્યા કરવું ત્યારે લૌકિક વદિકાદિ સર્વ છુટી જાય છે. શ્રી ગોકુલાધીશ હૃદયમાં પધારે ત્યારે સર્વ બાધક આપોઆપ છુટી જાય છે. જેમ જલમાં કમલ રહે પરન્તુ જલનો સ્પર્શ ન કરે તેમ વૈષ્ણવેસંસારમાં રહેવું પણ સંસારમાં આસક્ત ન થવું. સંસારમાંથી ચિત્તને દૂર કરી શ્રી વ્રજાધીશના ચરણારવિન્દમાં પરોવવું આ તૃતીય શ્લોકનું સ્વારસ્યછે.

શ્રીઠાકોરજી-શ્રીગોકુલેશ-શ્રીકૃષ્ણચન્દ્ર પ્રાણીમાત્રના જીવનરૂપ છે. તેથી એમના ચરણારવિન્દનું સ્મરણ તેમજ ભજનનો ત્યાગ સર્વથા ન કરવો. એ ચતુથ શ્લોકનું સ્વારસ્ય છે.

इति श्रीमद्वल्लभाचार्य विचरिता चतुःश्लोकी समाप्त.

# નિજવાર્તા, ઘરૂવાર્તા, તથા બેઠક ચરિત્ર.

આ ગ્રન્થમાં શ્રી આચાર્યજી મહાપ્રભુજીની નિજવાર્તા, ઘરૂવાર્તાના ૫૧ પ્રસંગની વાર્તા તથા શ્રી આચાર્યશ્રીએ પોતે ત્રણ વખત પૃથ્વિ પરિક્રમા કરી, અનેક કષ્ટો વેઠી, ધર્મનું દ્વંદ્વ યુદ્ધ કરી, માયામતનું ખંડન કરી, દિગ્વિજય કરી, ભક્તિમાર્ગ-પુષ્ટિમાર્ગની સ્થાપના કરી દૈવિજીવોને શરણે લેઇ જે જે અલૌકીક ચમત્કારો જણાવ્યા ને પોતાની ૮૪ બેઠકો સ્થાપિત કરી તે બેઠકોનું સવિસ્તર વર્ણન તથા તેવીજ રીતે શ્રીમત્પ્રભુચરણ શ્રી ગુસાંઇજી, જ્યેષ્ટલાલજી શ્રી ગિરિધરજી, ચતુર્થલાલજી શ્રી ગોકુળનાથજી ( માળા પ્રસંગવાળા ), પંચમલાલજી શ્રી રઘુનાથજી તથા મહાનુભાવી શ્રી હરિરાયજી ( મહાપ્રભુજી શીક્ષાપત્ર આદિ અનેક ગ્રન્થોના કર્તા ) આદિ બાળકોએ પણ પૃથ્વિ પર્યટન કરી, દૈવી જીવોને શરણે લેઈ, સ્વધર્મનાં તત્ત્વો સમજાવી, ધર્મનું પોષણ કરી, માર્ગનો પ્રકાશ કરી, પોતાની બેઠકો સ્થાપિત કરી તેનું ચરિત્ર-સવિસ્તર વર્ણન, પ્રાચિન અને અપ્રસિદ્ધ **હસ્ત લીખીત ગ્રન્થોમાંથી** શોધન કરી એકત્ર કરી આ ગ્રન્થ મોટા અક્ષરથી છપાવ્યો છે. ન્યોચ્છાવર રૂ. ૩-૮-૦ ત્રણ **રૂપીઆ આઠ આના.**

# पंचामृत.

મહાન્ અનુભવી પરમ ભગવદિય **"વ્યાસદાસ"** કૃત. અનુભવૈક ગમ્ય મહાગુઢ વિષયો ભક્તિ, નીતિ, જ્ઞાન, વૈરાગ્ય મનને શીખામણ, દીનતા, આશ્રય, વગેરે વિષયોનું ગાવાના રાગમાં-દોહા, ચોપાઇમાં પંચામૃત-પાંચઅમૃત. ૧ શિક્ષામૃત ૨ દૈન્યામૃત ૩ સ્નેહામૃત ૪ સ્વપ્ન સાર-૫ ધનચાત્રક ૬ આ પાંચ અમૃતદ્વારા વૈષ્ણવોને શ્રી મહાપ્રભુજી, શ્રી વલ્લભકુળનો દૃઢ આશ્રય, ધૈર્યનું અનુપમ વર્ણન કરી સ્પષ્ટ સમજાવ્યુંછે. ખાસ મનન કરવા જેવો આ ગ્રન્થછે. કી.રૂ.૦-૮-૦

શ્રીમદ્ વિઠ્ઠલનાથજીના ચતુર્થ લાલજી ( માળા પ્રસંગવાળા )

# શ્રીગોકુલેશજીનું જીવનચરિત્ર

બે ભાગમાં, સચિત્ર, તેમના બાલ, કુમાર અને આચાર્ય સ્વરૂપના ત્રણ ઉત્તમ ફોટા સાથે, એમની બાલ, પૌગંડ, કીશોર અને વૃદ્ધાવસ્થાની અપ્રાકૃત લીલા, માળા પ્રસંગ વખતે ચિદ્રૂપ સન્યાસી સાથે કરેલા માળા તીલકનો સપ્રમાણ શાસ્ત્રાર્થ વગેરે.

આ શ્રીગોકુલેશજીએ માળા તિલકનો વિજયધ્વજ ફરકાવવા, ધર્મનું દ્વંદ્વ યુદ્ધ કરવા, પોતાની ૭૦ વર્ષની વૃદ્ધવયે, જહાંગીર જેવા બાદશાહ સામે, કાશ્મીર જેવા વિકટ પ્રદેશમાં, પર્યટન કરી, મહાન્ પરિશ્રમ અને અત્યન્ત કષ્ટ સહન કરી, વિજયધ્વજ ફરકાવી, પોતાની અડગ ટેક ટકાવી રાખી હતી જે સવ કોઈ વૈષ્ણવના જાણવામાં છે. અને જેને આપણે ટુંકામાં માળા પ્રસંગ કહીએ છીએ. તેનું સવિસ્તર વૃતાન્ત ૩૦૦ વર્ષના પ્રાચિન હસ્ત લીખીત ગ્રન્થોમાંથી શ્રીગોકુલેશ પ્રભુની સૃષ્ટિનાં ઘણાં ગામોમાં ફરી, મહાન્ પરિશ્રમે, સાત વરસના સતત્ પ્રયત્ને, નીચેનાં પ્રકરણો મુજબ છપાવી બહાર પાડયો છે.

ભાગ ૧ લો:—પ્ર. ૧ કુટુંબની પૂર્વપીઠીકા. પ્ર. ૨. શ્રીગોકુલેશજીનું પ્રાકટ્ય, પ્ર. ૩ શ્રીમદાચાર્યજી, શ્રીગોકુલેશજીનાં પ્રાકટ્ય સંબંધમાં વેદ, પુરાણાદિકનાં પ્રમાણો. પ્ર. ૪. પ્રાકટ્ય ઉત્સવ, પ્ર. ૫ વર્ષ ગાંઠનો ઉત્સવ, પ્ર. ૬ બાળલીલા, પ્ર. ૮ પૌગંડલીલા, પ્ર. ૯ ઉપનયન સંસ્કાર, પ્ર. ૧૦ વિદ્યાભ્યાસ; પ્ર. ૧૧ અડેલથી ગઢા, પ્ર. ૧૨ ગઢામાં નિવાસ, પ્ર. ૧૩ ગઢાથી મથુરા પ્રવાસ, પ્ર. ૧૪ જન્માષ્ટમી નિર્ણય અને શ્રીગોવર્ધનનાથજીનો પરોણાચાર, પ્ર. ૧૫ શ્રીજીનો ગૃહ-

સ્થાશ્રમ અને શ્રીગુસાંઇજીનું પરોક્ષ પ્ર. ૧૭ કુટુંબની વહેંચણી, પ્ર. ૧૮ ગુજરાતનો પરદેશ પ્ર. ૧૯ પિતૃઋણ, પ્ર. ૨૦ કુરૂક્ષેત્રની યાત્રા.

ભાગ ર જો:—માળાપ્રસંગની સમ્પૂર્ણ હકીકત, પ્ર. ૧ માળાના મામલાનો હેતુ, પ્ર. ૨ ચિદ્રૂપની શીખવણીથી જહાંગીરે કરેલો માળા ઉતારવાનો હુકમ, પ્ર. ૩ ચિદ્રૂપ અને શ્રીગોકુલેશજીની મુલાકાત તથા તેમણે કરેલો માળા-તિલકનો શાસ્ત્રાર્થ, પ્ર. ૪ જહાંગીર સાથે શ્રીજીની માલાના રક્ષણ માટે પ્રથમ મુલાકાત, પ્ર. ૫ ચિદ્રૂપે મથુરામાં વર્તાવેલો કેર તથા શ્રીજીની માલા ઉતરાવવાના ઉપાયો, પ્ર. ૬ સમ્પ્રદાયમાં માલા-તિલકનું સ્થાન, પ્ર. ૭ શ્રીજીનું મથુરા ગમન અને માળા નહિ ઉતારવાનો દૃઢ સંકલ્પ, પ્ર. ૮ સંન્યાસીની ગુફાએ શ્રીજીનું પધારવું, પ્ર. ૯ ભક્તોનો વિરહાનલ, પ્ર. ૧૦ કાશ્મીરનો પ્રવાસ, પ્ર. ૧૧ બાદશાહની મુલાકાત, પ્ર. ૧૨ કાશ્મીરથી શ્રીગોકુલ, પ્ર. ૧૩ શ્રીગોકુલથી સોરમજી, પ્ર. ૧૪ સોરમમાં વાસ, પ્ર. ૧૫ ચિદ્રૂપની કપટજાળ ખુલ્લી થઇ અને બાદશાહે શ્રીજીને શ્રીગોકુલ પાછા બોલાવ્યા, પ્ર. ૧૬ શ્રીગોકુલ પુનરાગમન, પ્ર. ૧૭ શ્રીમદ્ ગોકુલ દૃઢવાસ.

ઉપર પ્રમાણે પ્રકરણો સાથેનો આ ગ્રન્થ જાડા ચીકણા કાગળમાં છપાવી સુશોભીત ત્રણ ફોટા સાથે ૭૦૦ પાનાંનો મોટો ગ્રન્થ, શુદ્ધ સ્વદેશી ખાદીનું પાકું પુઠા સાથે તૈયાર કર્યો છે આટલું છતાં ન્યોછાવર માત્ર રૂ. ૪-૦-૦ ચાર રૂપીઆજ રાખી છે. આ પુસ્તકની અમારી સાત વરસની મહેનતના પ્રમાણમાં કીંમત વધારે નથી એમ પુસ્તક જોતાંજ વાચક બન્ધુઓને ખાતરી થશે. આશા છે કે આ ગ્રન્થ તો જરૂર દરેક વૈષ્ણવો ખરીદ કરી વાંચશે માળા પ્રસંગની હકીકત દરેકે વાંચવા જેવી છે.



આખા હિન્દુસ્તાનમાં આવેલાં વૈષ્ણવ સમ્પ્રદાયનાં સઘળાં સ્થળોની સમ્પૂર્ણ માહીતીવાળુ ' અતિ ઉત્તમ ને ઉપયોગી પુસ્તક

# 'તીર્થયાત્રાનોહેવાલ.'

## ( ખાસ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોને માટે )

સમસ્ત આર્યાવર્ત-(ભારતવર્ષ હિન્દુસ્તાન) માં આવેલાં વૈષ્ણવ સમ્પ્રદાયનાં સઘળાં તીર્થયાત્રાનાં સ્થળોનું વર્ણન, ત્યાં ઉતરવાનું સાધન રેલ્વે સ્ટેશન, સ્ટીમર, પગ રસ્તાની માહીતી, ત્યાં યાત્રાનાં સ્થળો, મંદિરો કેટલાં છે. તેની હકીકત, શાસ્ત્રો-પુરાણોમાં આપેલું તેનું માહાત્મ્ય, પ્રાચીન ઐતિહાસિક ને પૌરાણિક હકિકત. હાલની જાણવા જેવી માહીતી, તીર્થોનાં ચમત્કારિક વૃત્તાન્ત, ત્યાં મંદિરોમાં બિરાજતા શ્રી ઠાકોરજી ક્યાંથી પ્રાપ્ત થયા, કોણે સેવ્યા, કોણે સેવા કરેલી, કોને માથે બિરાજે છે, ત્યાં શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી આદિની બેઠકો છે તેની સમ્પૂર્ણ માહીતી, યાત્રાળુઓને માટે પ્રત્યેક સ્થળમાં કેટલી સગવડ છે, પડતી અગવડ માટે શું ઉપાય શોધવા, ત્યાં ગયા પછી યાત્રાળુઓનું કર્ત્તવ્ય, ચોબા-ગોર-બ્રાહ્મણો સાથે કેવી રીતે વર્તવું, ખાસ કરીને વૈષ્ણવ બન્ધુઓનો શ્રીનાથજી અને વ્રજચોરાશી કોશની પરિક્રમા કરવાનો હેતુ, વ્રજયાત્રા ચોરાશી કોશની પરિક્રમાનાં સઘળાં નાનાં મોટાં તીર્થો, સ્થળો-કુંડો વગેરેની ઉત્પત્તિ-માહાત્મ્ય, ભાવના વગેરે સમ્પૂર્ણ માહિતી અમોએ ત્રણ વખત વ્રજ પરિક્રમા કરી શોધન કરી દાખલ કરી છે.

પ્ર. ૧ ભારતવર્ષની રૂપરેખા, પ્ર. ૨ યાત્રાનો ઉદ્દેશ ને તેના હેતુ. પ્ર. ૩ યાત્રાળુઓને ખાસ ઉપયોગી સુચના. પ્ર. ૪ શ્રીમદ્વલ્લભાચાર્યજીનું ટૂંક જીવન વૃતાન્ત; પ્ર. ૫ મુંબાઇથી આણંદ અને વડોદરાથી

ગોધરા સુધી પ્ર. ૬ આણંદથી અમદાવાદ, ખંભાત, નડીઆદ, કપડ-વણુજ, પ્ર. ૭ અમદાવાદથી વિરમગામ, પ્રાંતીજ, શ્રીકોટયર્કજી, શ્રીશ્યા-મળાજી, ધોળકા. પ્ર. ૮ આણંદથી માવલી–ડાકોર, અલીણા. ગોધરા, ચીતોડ. માવલી. પ્ર. ૯ શ્રીનાથદ્વાર, કાંકરોલી, ઉદેપુર, શ્રીએકલીંગજી, (મેવાડ) પ્ર. ૧૦ અમદાવાદથી અજમેર ( કડી, વિસનગર, ખેરાળુ, સિદ્ધપુર, આબુ ) પ્ર. ૧૧ માવલીથી મથુરાં ( પુષ્કરરાજ, કીસનગઢમાં શ્રીમહાપ્રભુજીના પ્રાચીન ચિત્રજી બિરાજે છે તેનો ઇતિહાસ ) પ્ર. ૧૨ કાઠીયાવાડ અને કચ્છ, પ્ર. ૧૩ ઉજ્જન, બુંદી, કોટા, જોધપુર, બિકાનેર, જેસલમેર, સિંધ, પંજાબ ને હરદ્વાર પ્ર. ૧૪ મથુરા—વ્રજપરિક્રમા—વ્રજભુમીનો ભાવ શ્રીહરિરાયજી વિરચિત **बहिर्मुखत्व निरूपणग्रन्थ** ટીકા સાથે " **बहिर्मुखत्वनिवृत्तिः** ટીકા સાથે, વ્રજયાત્રાનું માહાત્મ્ય, ૮૪ કોશ પરિક્રમાનાં ધામો. ગિરિરાજ, કામવન, બરસાના, નંદગામ, વૃન્દાવન, શ્રીદાઉજી, શ્રીગોકુલ વગેરે દોઢ મહિનાની પરિક્રમા કરવામાં આવતાં તમામ સ્થળોની સંપૂર્ણ માહીતી. પ્ર. ૧૫ ઉત્તર હિન્દુસ્તાનની યાત્રા. પ્ર. ૧૬ મથુરાથી કાશી, અયોધ્યા અને કલકત્તા. પ્ર. ૧૭ મુંબાઇથી નાશક, ત્ર્યંબક, શ્રી ચંપારણ્ય થઇ શ્રી જગન્નાથપુરી. પ્ર. ૧૮ શ્રીજગન્નાથજીથી રામેશ્વર, પ્ર. ૧૯ રામે-શ્વરથી મુંબાઇ, તામ્રપર્ણી, તોતાદ્રિ, પદ્મનાભ, જનાર્દન, મલયાચલ, શ્રીરંગજી. પંપાસરોવર, વિદ્યાનગર, કૃષ્ણાનદી, પંઢરપુર, શ્રી વિઠ્ઠલ-નાથજી, પુનાં, મુંબાઇ. પ્ર. ૨૦ ઉપસંહારમાં યાત્રાનાં સ્થળોએ જવાને માટે રેલ્વે સ્ટેશનનો રસ્તો જંકશન વગેરેની સમ્પૂર્ણ માહીતી આપી છે. ગ્રન્થ લગભગ ૬૦૦ પૃષ્ઠનો સઘળાં તીર્થોની માહીતી વાળો, અપૂર્વ ગ્રન્થ આવા પ્રકારનો આ એકજ છે. માટે દરેક વૈષ્ણવ બન્ધુઓએ અવસ્ય ખરીદી લેવા ચુકવું નહિ, કીં. રૂા. ૩–૦–૦રાખીછે.



# અમારા તરફથી પ્રકટ થએલાં પુસ્તકો.

૧ વિવિધ ધોળ તથા પદ સંગ્રહ ભાગ ૧ લો. આવૃત્તિ ૪ થી. ૧–૪–૦
૨ વિવિધ ધોળ તથા પદ સંગ્રહ ભાગ ૨ જો. આવૃત્તિ ૨ જી. ૧–૦–૦
૩ શ્રી ગો.કુલેશજીનાં ધોળ તથા પદ સંગ્રહ. ૧–૦–૦
૪ નિત્યનિયમના પાઠ તથા ધોળ ( આવૃત્તિ ૫ મી ) ૦–૪–૦
૫ શ્રી.ગો.કુલનાથજીનાં ૨૪ વચનામૃત. ( ગુજરાતી ) ૦–૪–૦
૬ બ્રહ્મસંબંધ કાવ્ય ( આવૃત્તિ ૩ જી ) ૦–૬–૦
૭ શ્રીકૃષ્ણસ્તોત્ર રત્નાકર ( મુળ શ્લોક સાથે ગુ. ટીકા ) ૦–૧૨–૦
૮ શ્રીપુરૂષોત્તમસહસ્ત્રનામસ્તોત્ર (મુળ શ્લોક સાથે ગુ. ટીકા.)૨–૦–૦
૯ શ્રીમદ્ ભગવદ્ગીતા ( તત્વદિપિકા અમૃતતરંગીણીના આશય સાથે ગુ. ટીકા ) ૧ ૮–૦
૧૦ શ્રી ગોવર્ધનનાથજીનું પ્રાગટ્ય. ( આવૃત્તિ ૨ જી ) ૦–૬–૦
૧૧ શ્રીષોડશ ગ્રન્થો સરળ ગુજરાતી ટીકા. ( આવૃત્તિ ૨ જી ) ૧–૪–૦
૧૨ શ્રીગુસાંઇજી કૃત વિજ્ઞપ્તિ ૦–૫ ૦
૧૩ શ્રીગોકુલનાથજીનાં ૨૪ વચનામૃત ( વ્રજભાષા ) ૦–૫–૦
૧૪ શ્રીમદ્દુજી મહારાજ કૃત ૩૨ વચનામૃત ( વ્રજભાષા ) ૦–૬–૦
૧૫ નિત્યનિયમના ૨૪ પાઠ ( મૂળ સંસ્કૃત ) ૦–૬–૦
૧૬ ૮૪ વૈષ્ણવની વાર્તા (ગુજરાતી ભાષામાં મોટા અક્ષરથી ) ( આવૃત્તિ ૨ જી ) ૨–૮–૦
૧૭ શ્રીયમુનાસ્તોત્ર રત્નાકર. ૦–૮–૦
૧૮ શ્રી સ્વરૂપ દર્શન ( ૧૪૦ ફોટાવાળું ) ( આવૃત્તિ ૪ થી)૩–૦–૦
૧૯ કીર્તન સંગ્રહ ભા. ૧ લો. વર્ષોત્સવ કે કીર્તન ( ઘણા મોટા અક્ષરથી ) ૧૦–૦–૦
૨૦ શ્રીવલ્લભાખ્યાન મુળ પુરૂષ ગુજરાતી ૦–૧–૦
૨૧ શ્રીવલ્લભાખ્યાન મુળ પુરૂષ વ્રજભાષા ૦–૨–૦
૨૨ શ્રીયમુનાજીનાં ૪૦ પદ ( વ્રજભાષા ) ૦–૨–૦

૨૩ વનયાત્રાનું ધોળ. ૦-૧-૬

૨૪ શ્રીગિરિરાજભૂષણ ગ્રન્થ સટીક. ૦-૧૦-૦

૨૫ શ્રીગોકુલેશજીનું જીવનચરિત્ર (બે ભાગમાં, સંપૂર્ણ માળાપ્રસંગ સાથે. ૪-૦-૦

૨૬ તીર્થયાત્રાનોહેવાલ (આખા હિંદુસ્તાનમાં આવેલાં વૈષ્ણવ સંપ્રદાયનાં સઘળાં તીર્થોની સંપૂર્ણ માહીતીવાળું) ૩-૦-૦

૨૭ ભાવસિન્ધુ વ્રજભાષા. ૧-૪-૦

૨૮ નિજવાર્તા, ઘરૂવાર્તા, બેઠક ચરિત્ર. શ્રીમહાપ્રભુજી, શ્રી ગુસાંઇજી, શ્રીગોકુળનાથજી, શ્રીહરિરાયજી વગેરે બાળકોની બેઠકો સાથે. ૩-૮-૦

૨૯ શ્રી સર્વોત્તમ સ્તોત્ર સટીક મફત.

૩૦ શ્રી પુરૂષોત્તમસહસ્ત્રનામસ્તોત્ર મૂળ સંસ્કૃત. ૦ ૨-૦

૩૧ રાસપંચધ્યાયી. શ્રી નંદદાસજીકૃત ગાવાના રાગમાં ૦-૨-૦

૩૨ શ્રીવલ્લભાષ્ટક સંસ્કૃત ટીકાના આધારે ગુજરાતી ભાષાન્તર, શ્રી ચતુઃશ્લોકી ગ્રન્થની ટીકા સાથે. ૦-૬-૦

૩૩ શ્રીઅષ્ટાક્ષરનિરૂપણ. અષ્ટાક્ષર મહામંત્ર તેના ઉપર શ્રીગુસાંઇજીની ટીકાના આધારે ગુજરાતી ભાષાન્તર ૦-૬-૦

૩૪ પંચામૃત. ૦-૮-૦

છપાય છે ! છપાય છે !

૩૫ બસેંબાવનવૈષ્ણવની વાર્તા. અનેક ટીપ્પણ, ટીકા, ફુટનોટ સાથે.

૩૬ ષોડશ ગ્રન્થો. ઘણા મોટા અક્ષરથી ૦-૮-૦

૩૭ શ્રી ગરિધરલાલજીનાં ૧૨૦ વચનામૃત. ૩-૦-૦

રીચીરોડ, પતાસાની પોળપાસે નં. ૧૧૦, મેડા ઉપર અમદાવાદ.

લલ્લુભાઇ છગનલાલ દેસાઇ. વ્યવસ્થાપકઃ—"શ્રીભક્તિગ્રન્થમાળા" કાર્યાલય.

# श्रीमद्गोस्वामी महानुभावी श्रीहरिरायजी विरचित
# ॥ बडे शिक्षापत्र ॥

**મુળ શ્લોક સાથે, શુદ્ધ અને સરળ ગુજરાતી ભાષામાં ટીકા.**

આ ગ્રન્થ મુળ શ્લોક સાથે શબ્દાર્થ તથા વિસ્તૃત વિવેચન પૂર્વક શુદ્ધ ને સરળ ગુજરાતી ભાષામાં તેમજ શ્રીમદ્ ભાગવત, ગીતા, શ્રુતિ, સ્મૃતિ, ષોડશ ગ્રન્થો, વિજ્ઞપ્તી અને અન્ય પુરાણોના પ્રમાણો, દૃષ્ટાન્તો, સિદ્ધાન્તો સાથે ટીકા કરી ભક્તિમાર્ગનું સમર્થ પ્રતિપાદન કરી બતાવ્યું છે.

**આવા પ્રકારની ટીકા શિક્ષાપત્ર ઉપર ગુજરાતી ભાષામાં અત્યાર સુધીમા થઇ નથી એવું ઉત્તમ પુસ્તક છે.**

આ ગ્રન્થ રચી મહાનુભાવી શ્રી હરિરાયજીએ વૈષ્ણવોને ઉત્તમ પ્રકારનો બોધ, ભક્તિનું સ્વરૂપ, સેવાની ભાવના, શ્રી પૂર્ણ પુરૂષોત્તમ પ્રભુના સ્વરૂપનું જ્ઞાન-ભાવના, સેવા કેમ કરવી, સેવાના પ્રકાર, વિવેક, ધૈર્ય, આશ્રય, અનન્યતાની ભાવના ( અન્યાશ્રયથી બચવાના ઉપાય ) શરણ મન્ત્રની ભાવના, નિવેદન મન્ત્ર ( બ્રહ્મ સમ્બન્ધની ભાવના, શ્રી ઠાકોરજીની કુંજ-નિકુંજાદિની, નિત્યલીલાની ભાવના, રાસલીલાની ભાવના વગેરે વૈષ્ણવોને ભક્તિમાર્ગ-પુષ્ટિમાર્ગમાં જે કંઇ જાણવાની સમજવાની જરૂર છે તે વગેરે સમજાવી આ પુસ્તકમાં તેનું દૃષ્ટાન્તો, સિદ્ધાન્તોથી નિરૂપણ કર્યું છે.

વળી ગ્રન્થકર્તા **શ્રી હરિરાયજી** મહાપ્રભુજી તથા તેમના ભાઇ **શ્રી ગોપેશ્વરજી** ( કે જેમના માટે આ ગ્રન્થ રચાયો ) તેમના સુન્દર ઉત્તમોત્તમ ફોટા પણ આપવામાં આવ્યા છે. મોટી સાઇઝનાં ૪૦૦ ઉપરાંત પૃષ્ટનું, મજબુત શુદ્ધ સ્વદેશી ખાદીનું પુઠું કરવામાં આવ્યું છે. ( જેથી પુસ્તક ફાટવાની ધાસ્તી ઓછીજ રહેશે ) સ્ત્રીઓએ તો ખાસ અવકાશના વખતમાં વાંચવા યોગ્ય છે. તથા નિત્ય નિયમપૂર્વક રાત્રે ભગવદ્વાર્તામાં વાંચવા માટે ઉપયોગી છે. છતાં ન્યોછાવર રૂ. ૪-૦-૦ ચાર રૂપીઆજ રાખ્યું છે.

## ॥ स्वरूप दर्शन ॥ ( આવૃત્તિ ૪ થી )

આ પુસ્તકમાં શ્રીનાથજી આદિ સાત સ્વરૂપ, શ્રી મહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, લાલજી આદિ પ્રાચીન અને હાલ ભૂતળ ઉપર બિરાજતા ઘણા શ્રીગોસ્વામી બાળકોના ઉત્તમોત્તમ, સુંદર, દેદિપ્યમાન, સ્વરૂપ મળી લગભગ ૧૪૦ સ્વરૂપનું એક સુંદર પુસ્તક યાને આલ્બમ સારા ઉંચી જાતના આર્ટપેપર ઉપર મહાન્ ખર્ચે છપાવી તૈયાર કરવામાં આવ્યું છે. આ ચોથી આવૃત્તિમાં ઘણો વધારો કરવામાં આવ્યો છે

આ પુસ્તક એક મહાન્ રેકોર્ડ રૂપ છે. જેથી દરેક વૈષ્ણવોએ ખરીદવા ચુકવું નહી. પાકુ પુઠું છતાં ન્યોછાવર રૂા. ૩–૦–૦

૧ લલ્લુભાઇ છગનલાલ દેસાઇ.રીચીરોડ, નં. ૧૧૦—અમદાવાદ,

૨ પ્રસિદ્ધ બુકસેલરો. અમદાવાદ.

૩ ચુનીલાલ કૃષ્ણાશંકર મહારાજનો ભોઇવાડો, } મોટું મંદિર
૪ દાહ્યાભાઇ મોતીરામ. શ્રીલાલબાવાનું મંદીર, } મુંબઇ (૨)

૫ મોહનલાલ મનસુખરામ. લ્હેરીપુરા, વડોદરા.

૬ શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલય. નડીયાદ.

૭ મણીલાલ રામલાલ ડોલચીવાળા. શ્રી દાઉજીનું મંદીર. મથુરા.

૮ ઠા. મદનજી જુઠાભાઇ. ( મુગટવાળા ) શ્રીનાથદ્વાર.

૯ ઠા. મોરારજી હરજી ( મુગટવાળા ) શ્રીનાથદ્વાર.

૧૦ મહાદેવ શાલીગરામ. શ્રીનાથદ્વાર.